# અક્કલનો ઓથમીર

અથવા

# ગામડીઓ ગમાર



( હાસ્યરસથી ભરપુર વાર્તા. )



લેખક:—

રા૦ મણિલાલ એન બોડાવાળા.



પ્રકાશક,

"ગુજરાતી" સાહિત્ય મંદિર.

જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ.

સલાબતપુરા—સુરત



આવૃત્તિ ૨ જી ૧૯૨૪ પ્રત ૨૦૦૦

કીંમત ચાર આના.

શ્રી ૧.

શ્રી ગણેશાયનમઃ

# અક્કલનો ઓથમીર

અથવા

# ગામડીયો ગમાર.



ભાગ ૧ લો.

## પ્રકરણ ૧ લું.

### બાપ! અમે તો જરૂર મક્કમ જઇશું!

બંદરની પાસે બારડોલી તાલુકાના મોતા ગામમાં, ધનાભાઇ કરીને એક કણબી રહેતો હતો. ગામના સૌ લોક તેને ધનાપટેલ કહી બોલાવતા. ધનાપટેલ ઉમરે ત્રીશ વર્ષના, બાંધી દડીના શરીર વાળા એક કદાવર જુવાન હતા. સંતતીમાં આપણા ધનાભાઇને એક પુત્ર અને એક પુત્રી હતાં. પુત્રને સૌ કોઇ દીઆળના નામથી બોલાવતા, અને પુત્રીને અરખીના નામથી ઓળખતા દીઆળની ઉમ્મર સાતથી આઠ વર્ષની હતી, અને અરખી ચાર વર્ષની હતી. બન્ને બાળકોની માતાનું નામ જમના હતું. જેને ગામલોક તરફથી પટલાણી નો ખેતાબ આપવામાં આવ્યો હતો, જેથી ગામના નાના મોટા સૌ

તેને પટલણ કહીનેજ બોલાવતા. જમના પટલણની ઉમ્મર, સત્તાવીસથી અઠ્ઠાવીસ વર્ષની હતી. શરીર જરા શ્યામ, પણ ચ્હેરો દેખાડવો હતો. વળી ગામડીયો સંસાર ગબડાવવાની બુદ્ધિ સારી હતી. જેથી તેઓ આખા ગામમાં પંકાઇ રહ્યાં હતાં. ધનાપટેલ બાપુકો ધંધો ધમધોકાર ચલાવી રહ્યા હતા. તેમ તે ચલાવવા તેઓની પાસે સાધન પણ પુરતું હતું. ધનાભાઇ પાસે પોણોસોથી સો વીઘા સુધી બાપોતી જમીન. ચાર જોડ સારા મજબુત બળદો અને ગાયો ભેંસોનો સારો જથો હતો. તેમજ નોકર ચાકર વીગેરેનો પણ સારો જોગ હતો.

આપણા ધનાભાઇ ગામડીયા ગામના પ્રમાણમાં બહુ સારી સ્થીતીવાળા તરીકે મોતા ગામમાં પંકાઇ રહ્યા હતા. ફક્ત અફસોસ અને ગમગીનીની વાત તો એજ છે કે બિચારાને બુદ્ધિ સાથે બારમા ચંદ્રમાનો જોગ હતો. પોતે બુદ્ધિમાં બુડથલ, દેખાવે બાહુક જેવા બીહામણા, લથરપથર ? ગમારનો પહેલો નંબર ધરાવતા. તેઓએ તેમની આ ત્રીશ વર્ષની જીંદગીમાં મુસાફરી કરી હશે ? તો ફક્ત મોતાથી બારડોલી સુધીજ ? તે પણ વળી કદી કોઇ કાર્યનો પ્રસંગ આવે તો વર્ષ બે વર્ષે એકાદ વખત આપણા ધનાભાઇ બારડોલી જાવ ત્યાંથી પણ ભડકી ? ભડકી ? અડધા થઇ વીલે મોઢે ઘેર આવે, અને જમના પટલણ પાસે આંસુ લુછાવે. આટલી બધી બુદ્ધિની બલીહારી છે છતાં ધન્યવાદ તો આપણા ધનાભાઇને એજ આપવાનો છે કે સેવે જીદ ? જાક ? અને આપમત કરવાના કામમાં એક એકો લ્હેવરાવી રહ્યા છે.

આ બુડથલ ? બ્રહ્મચકના હાથમાં જો સંસારની લગામ આવી હોત તો ધનાભાઇએ ક્યારનુંએ ધબાણેનમાં, બનાવી દીધું હોત. પરંતુ

દૈવયોગે, પૂર્વના સંયોગે પટલણ સારા મળ્યા હતા એટલે ધનાભાઇની જમાલ ધમધોકાર ચાલી રહી હતી.

જમના પટલણ સ્વભાવે શાન્ત, વિવેકી, અને વિચારશીલ, મતલબ જેટલા બુદ્ધિશાળી અને ખેતીવાડીના કાર્યમાં કુશળ હતા. એટલે ધનાભાઇનું ગાલ્લું ધમધમાટ ચાલી રહ્યું હતું.

દીઆળ નિશાળે ભણવા જતો અને અરખી માતાની મીઠી નજરે ખેલવા-કૂદવાનો ધંધો કરતી,

એ પ્રમાણે આપણા ધનાભાઇનું નાનકડું કુટુંબ મોતા ગામમા મોજ કરી રહ્યું છે. એવામાં અચાનક ભાગ્ય દેવી આડી ઉતરી બિચારા જમના પટલણનો સુખ સુર્ય વિપદ વાદળમાં સપડાયો.

એક દીવસ રાત્રે સાડા નવેકને સુમારે આપણા ધનાભાઇ પરસાળમા ચોરા ઉપર ઢાળેલા ઢોલીઆપર બેઠા બેઠા મોટા રણસીંગડા જેવડો બીડો મોઢામાં ઘાલી ધુમાડાના ગોટેગોટ ઉડાવી રહ્યા છે. બાજુમાં બીજા ઢાલીયાપર બેઠા બેઠા જમના પટલણ તપખીરના સબડકા તાણી રહ્યા છે. દીઆળ અને અરખી માતાની ગોદમાં ભરાઇ ઘસઘસાટ ઉંઘી રહ્યા છે, પટેલે બીડો મોઢામાંથી કાઢી હાથમાં ઉભો ઝાલી ટહોરો કર્યો ?

પટેલ—હં ! મકુ હાંભરો કે ?

પટલણ—હં ! અં ! એવં ! તીઆરે કંઇ બેરા ? બેરા છીએ કું ?

પટેલ—એમ છે ! તીઆરે જો હાંભર ! હં ! તો અવે મુમ્બા જવાનો ! શું છમજી.

પટલણ—હેં ? હું કયું ! મુમ્બઇ ? જવા દો ! જવા દો ! ભાનભાના એ મુમ્બઇ ? મુમ્બઇમાં આપડે હાર ! હું કામ છે ! એ બબરીના ?

મુમ્બઇના વેહની—તમને કા ખબર છે? હતો હારૂં બનીએજનું આવ્યું તીને મુમ્બઇ! બીજાને તો હરી મુછીબત?

**પટેલ**—મુછીબત વરી હાની? આપડા ગેપારીઓ તંમ કેની? શું છમજી?

**પટલણ**—તે ગેપારની વહુએજ મને વાત કરી કે કાકીજી! ખરૂં હારૂં મુમ્બઇ! હારૂં કંપની હારૂં! ગોબ્જુ ગોબ્જુ! ને ગંદુગાર! હારૂં નાહ્રી! નાહ્રી! કોથરીઓમાં રેવાનું! રાંધણી પણ તેજ! ને નાવણી પણ તેજ ને હારૂં કુવાનું પણ તેજ! હારૂં અકરન? ને મુઝરાઇ જવાય! સુનું એ મુમ્બઇ! આપડે નાહ જઇએ બા! વરી તમને ખબર છે? હારૂં! મુમ્બઇ ગામમા વાડાનું તો નામજ નીમલે ને કુવો તો કયો કોઇ ઘરમહરા! ઘરમહરામા ઓય તીસાં બાકી તો બંબામાંથી ફુચુક ફુચુક! કલાકબલ પાણી આવે! તીમાંથી કુંડાઓ ભરી લેવાનું! એ હારી મુછીબત ની? તીઆરે હું?

**પટેલ**—જા! જા! હારી ગાંડી એવું તે હોય! મુમ્બઇ એતો બસ મુમ્બઇજ છે? હેલા માસ્તરને તે આજેજ મેં ન્યુઝપેપર વાંચ્યું! બસ મુમ્બઇ જેવું નથી. તેની હાગની જીંદગી રદ છે? શું, છમજી? આપડે પન હવે નીછય કરૂં કે બસ મુમ્બઇ તો જવુંજ?

**પટલણ**—નીછય તો કરૂ? પણ એ ખેલ ખોટો! આપણને પસંદ નથી. હારૂં! એકતો તમારો છભાવ ભોલીગો? વરી કોઇ દીવછ મોતા ગામના પાદર બાર નીકરેલા નઇ! ને આમ ઉસ ખુસ! ને ભુસ! મુમ્બઇ જવા તીઆર થાઓ! એ હારૂં ગમાર જેવું નહતો બીજું શું!

**પટેલ**—હાહરી ? તુંતો અરૂ ડાંઘ થેઈ ગઈને છું ? હારી ઉ મમ્મઈ જવા નીકરારો ? તીઆરે કેતી છે ? મમાર જેવું ? હારીને વીઆણુ જવું ઓય તો ઝટ ચાલવા માંડે ? આ ખરો ઈન્છાપ ?. આ હાભરવું ઓયતો હાંભરી લે ? આપડે તો જરૂર મમ્મઈ જવાહું ? હું છમજી ?

એ પ્રમાણે ટપોટપી આપણા મનાભાઈની પરસાળમાં ચાલી રહી છે. એવામાં અચાનક બારણું ખખડ્યું અને એક બાવીશ વર્ષનો જુવાન. કેમ ? પટેલકાકા ? કરતો અંદર ઘુશ્યો.

આવરે પોયાં ? મોરીયા અતીયારે કયાથી ભૂલો પડ્યો ?

**મોરીયો**—અરે ! નહીરે પટેલકાકા ? એતો જરા છનીઆ હુખરાને ને ગએલો ? પાછા ફરતા તમારી પરહાળમાં દીવો બરતો જોયો ? હારુ વીચારુ કાનો કે ચાલો જરા પટેલકાકાને છલામ ભરી આવીએ ?

**પટેલ**—મારો હા...રો ? પાકો ઉઠતાદ ? ખરા ટાંકણાઉપર આવી પોંહચ્યો ! ઠીક ? તઈજે હાભર પોર્યા મોરીઆ ? અવે તો તારા પટેલ કાકા મમ્માઈ જવાના ? હું છમજે ?

**મોરીઓ**—જાઓ ? જાઓ ? પટેલકાકા ? ગરીબ માણહની મશ્કરી હું કરતા ઓહો ? તમારે વરી હું દુઃખ છે? કે મમ્મઈ જાઓ ?

**પટેલ**—હત ! છોરા ! ગધેડા! હારા જીને દુખ ઓય ? તેજ મમ્મઈ જતા ઓહે—કેમ? છોરો! અજામમાંઈ! હારો? મમ્મઈ નાટાહ! અનુભાગ બધે ફરી આઈવા પણ હારો લીલોને લીલોજ જો છાંભરો!

આઉ તને છેલ્લાજ શબ્દો કઉં છું ! બછ આપડે તો અંબ જરૂર મમ્મઇ જવાના? શું છમજો?

**મોરીઓ**—તમે કીયું તે અકછરે અકછર છમજો! પણ એ કાકા આ કાકી કેમ આમ ઉદાછ થઇને બેઠા છે ?

**પટેલ**—એ હારી મમ્મઇનીજ મોંકણ તો ! એ કે નથી જવું ને મારે બછ જવું !! શું છમજો ?

**પટલણ**—તમારે તો બછ જવું ! છે કાંઇ બીજી ફીકર! ઉછ-આરીની જાત ની મલે ને બિછારા મમ્મઇ જવા નીકઇરા છે ?

છમજાવ ? છમજાવ ? હારા ? મોરીયા ? તારા કાકાને ! મુમ્મઇ જેવા મોટા ગામમાં ગમાર જેવા કયાંએ ગોથા ખાઇ જહે ?

**મોરીઓ**—હાંભરૂ કે કાકા ? આ કાકી હું કેતી છે ! ગમાર જેવા. તે હારી વાતે હાચી : એવા મોટા ગામમાં તમને અકરામણ થીઆ વગર તો રેજ નહિ ?

**પટેલ**—હત હરામખોર ? હારા મુરખ કુથ્થેનો ? હરા ? તું પણ અઇરા કે તે હાચુ માનતો છે ? આઠ દાડા જોવા જીએ તેમાં હું અક-ગામણ થવાની ઉતી. હારૂ ! જરા ફરી આવીહું? હેલ કરી આવીહું?

**મોરીયો**—હેલ તો ખરી ! પણ એ હારો જરા વેહ વહમો તો ખરો ? તમે મોતા ગામ મુકી બાર ની નીકરેલા ને એકદમ ઉચ્ચા મજ્ઞ ? ને જીછ્હેતેકને મમ્મઇ જવા નીકરી પડો ? ને હારૂ વખતે ભડકી ? ભડકી જાઓ તીઆરે હું વેહ થાય. ? કેમ કાકી બોલલા બધ ? જરા ટાપછી પૂરો. ?

**પટલણ**—હોવે ? જોની મોરીયા આવી ગાડી ઘેલી વાતો કરે છે? આ બિચારા મુમ્મઇના છપાટામાં ઉડી જાય કે નહિ? કે? જોઉ? મોરીયા ઉડી જાય કે નહિ ?

**મોરીયો**—અરે બજી તોબા કરો કાકી? એમના તે તેં શું બાર કાઢ્યા? એ હારૂ? મુમ્બઇ જવું તે રમત બમત છે શું? નીરિ બાઇ ની? આપડી ધાનતો કંઇ બેછતી નથી? એ... છમજ્જે? પટેલ કાકા છમજી જાઓ?—મુમ્બઇ જવાનું રેવા દો? ચાલો મારી હાથે કાલે છુરત? જુઓ તો ખરા છેલ?

**પટેલ**—અરે ચલરે? અજામભાઇ? તારા છુરતની એછી! તેછી? છાતવાર? છું છમજ્ને?

**બજી અમે તો જરૂર મુમ્બઇ જઇશું.**

આપણા ધનાભાઇના છેલ્લા કડાકાની સાથે બિચારો મોરીયો હજામતો ચુપાચુપ પસાર થઇ ગયો. જમના પટલણ પણ ધબોધબ બારણા ઢાંકી, દીવા બઝાવીનમાઃ કરી ઢોલીયા ઉપર મૂંગે મોઢે સુઇ ગયા. તેઓ પોતે પણ ગુસ્સામાંને ગુસ્સામાં નિંદ્રા દેવીને આધિન થયા.



## પ્રકરણ ૨ જું.

---

### છાબાજી! માછતર છાએલ છાબાજી!

પ્રિય વાંચક, થયું બીજા દીવસનું પ્રભાત, અને આવી બિચારી જમના પટલણની કમબખ્તી આપણી જમના પટલણ દાતણ આદી સ્નાન સંધ્યા કરી, ઢોરા વીગેરેની ખબરથાથી પરવાર્યાં, ત્યારે આસરે આઠેકને સુમારે આપણા ધનાભાઇ આળસ મરડી પથારીમાં બેઠા થયા તંબાકુ પાનાનો ટોપલો ખોળામાં લઇ, ખાસ્સો મઝાનો આંગળ આઠેક

સાંબો અને એક છેચ જાડો બનાવ્યો ઉપર દેવતાનો અંગારો મુકી સળગાવ્યો ધુમાડાના ગોટા ઉડાવતા ધનાભાઇ પાદરે જવા ઉપડયા.

અહિં જમના પટલણે દાતણ વીગેરેની સવડ કરી એટલામાં તો પટેલ આવી પહોંચ્યા દાતણ મોઢામાં નાખી મોઢું એઠું ચાવી બે લસરકા આમ? બે લસરકા તેમ લાગાવી લઇ કાઢ્યો કરી ફેંકી મર્યા મોઢું ધોઇ બોલી ઉઠયા!

ધનાભાઇ—કેમરે! પટલણ! પછી મમ્મઇનો વિચાર કઇરો?

પટલણ બઇરૂં મુમ્મઇ? ને મુવો તમારો વીચાર હારા તમે તો દાડે દાડે છેક ગાંડા થતા જતા છેઓ? તો શું નીતો! બેઠાની છાનામાના! નીતો હારૂ કંઇનું કંઇ થઇ બેઠછે?

ધનાભાઇ—હારી ફાટી કે શું? હહરી! તું શું કેતી છે? આ આજ જવાના! અમેતો આજે છાંજેજ મમ્મઇ જવાના! શું છમજી?

પટલણ—હેં? શું કયું? આજે છાંજે!

ધનાભાઇ—? હોવે: આજે છાંજે! છે કંઇ છવાલ? બોલી દે જોઉં? તું શું કેવા માગતી છે?

પટલણ—હારા તમે તે કંઇ ચકડોર જેવા છેઓ કે શું? ભડકા જેવા? હારા કંઇ છમજો નઇને માથા શું ફોડાવીઆ કરતાં છેઓ!

ધનાભાઈ—એ હહરી! છમજની પુછડી! છીધો જવાબ નીઆલે! ને હારી બકબક શું કરતી છે! બઇ અવે બલાઇ! શું છમજી! આજ છાંજના જવા વીના કોણ હારો રીએ છે! બોલ શું કેતી છે?

પટલણ—થાકી બાપ હું તો તમારાથી! હવે તો બે હાથ જોડી કેમ શું જે છમજો! માથાની ફોડાવીઆ કરો! ઉ તમારે પગે પડું.

ધનાભાઇ—તો હારી ઉંકા કમ છેમ! તું હહરી મારે પગે પડે! તો ઉ આખોને આખો તારે માથે પડું એમ શું! શું છમજી!

ધનાભાઇ—અરે હેલ કરવા જતોછેમ? હેલ કરવા! શું છમજ્યાં કેછવભાઇ એ તો હારી છેચ નાગને માથે ખીલી ઠોકઇ ગઇ ! ધનાભાઇ આજે છાંજે મમ્મઇ જવાના, શું છમજ્યા.

કેશવભાઇ—કપાળ હકરા તારૂ હારા એમ ઉંચ મૂચને ભુચ તે વરી મુમ્મઇ જવાતું ઓહે કે આપડા ગોપારને કાગર લખ પછી જ નીતો એવડા મોટા ગામમાં કંઇ આશકહે હકરા બેછની છાને માનો ? બે દીવછ રેઇને ગીયા.

ધનાભાઇ—છીર પટકી મરો જાઓ તો શું થયું અવે આ ધનાભાઇ છબ્દ ફેરવે ! અરે શું વાત કરો છો હારૂ પરથમીમાં છેકજ અંધારૂ વરી ગીયું કે હું ! અજુ જાણુતાની ઓવ કે ધનાભાઇ જો ધારહે તેજ કરહે, શું છમજ્યા.

કેશવભાઇ—હમજ્ મારા દાદા હંધુએ હમજ્યા હારો જડછા જેવો નાહલા પોયાની પેઠે જકક લે છે ! તે છોડતોજ નથી. હારા ખુબ યાદ રાખજે કે હેલા જઇ પાડા જેવી ગત થવાની.

ધનાભાઇ—જે મછવરે ધારી ઓહે તે થહે ? બી ગીયા હું ? કેછવભાઇ ? એતો માથા મુકવાના કામ છે, છીર જાય કે લાપછી ખાય.

કેશવભાઇ—કરોલા ખાય તીઆરે ! હારા ! વરી હંધુ કરે તો હંધુજ થાય.

એ પ્રમાણે બન્ને ભાઇઓની તડાતડી ચાલી રહી છે એવામાં રાંધણીમાં ઘુસેલા પટલાણુ હાથમાં ચાના બે કપ લઇ બહાર આવ્યા. બન્ને ભાઇઓ પાસે એક એક ગોદડી દુર ખસી ઉભા રહયાં કેશવભાઇએ કપમાંથી થોડી ચા રકાબીમાં કાઢી ઠંડી થવા મુકી સવાલ કર્યો.

**કેશવભાઇ**—જમના ? આ હારો ? ધનો વરો હું કેમ છો? હહરો આજે હાંજે મમ્બઇ જવા વિચાર કરેને હું ?

**પઠલણ**—એવે ? મોટાભાઇ જુવોને ? કાઇ છાંજ છાંજના એમજ માથા ફેરાવીયા કરતા છે ? ઉંતો હારી હમજાવી હમજાવીને થાકી એમની ધીયાનમાંજ ની ઉતરતુ ! ઉ હારી કેતી છેમ જે તમે ઓપારભાયને કાગર લખો ? પછી જાઓ તો તે તમને છામો લેવા આવે. નીતો એવડા મોટાં ગામમાં ધમને હું હમજ પરે ? કાં ? જોઉં ? મોટા ભાઇ ! હું હમજ પરે ?

**કેશવભાઇ**—કપાર હહરાનું ! હારો બબુચક જેવો નો છે ! હારો જડહા જેવો છમજે નઇને છફ્ફ મારવા જતો છે ! હારા હમજ ? આ બધા કેતા છે તે તારા મનને વાછ કાપતાં છે હું ?

**ધનાભાઇ**—હંધાએ વાછ કાપો કે જુંવાર હારો ? બંનેએ તો વાલ વાડો ! તેની છાથે મારે હું છંબંધ ! અછ અંદા તો આજે છાંજેજ ઉપડી જવાના ! હું છમજ્યા ।

આ પ્રમાણે ધનાભાઇની ધમાલ ચાલી રહી છે એટલામાં નિશાળના માસ્તર જેઓને ત્યાં આપણા ધનાભાઇએ ન્યુસપેપર સાંભળ્યું છે. તેજ માસ્તર નરભેરામ ત્યાં આવી પહોંચ્યા. આપણા માસ્તર નરભેરામ જરા ભણેલા તેમજ દેશ પરદેશની મુસાફરી કરેલી એટલે હુશીયાર અને પટાબાજ તરીકે પંકાતા. વળી આંટી ઘુંટીની બાબતોમાં દરેકને તોડ પીખી આપતા એટલે ગામના સૌ લોકને તે વ્હાલા અને પ્યારા પ્યારા થઇ પડયા હતા. આપણા માસ્તર નરભેરામ ઘરમાં ઘુસ્યા કે બન્ને ભાઇઓ બોલી ઉઠયા. આવો માછતર છાહેબ ! પધારો !

બેઠા! બેઠા! કહી કેશવભાઇએ તકીયો ગોઠવી આપ્યો. માસ્તર સાહેબ તકીયે બીરાજમાન થયા કે જમના પટલાણે ચાનો કપ લાવી ગોઠવી દીધો.

પ્રિય વાંચક હવે તો આપણા ધનાભાઇના ઘરમાં એક નાનકડી મીજલસ જેવો દેખાવ થઇ રહયો. ત્રણે જણા ચાની રકાબીઓ હાથમાં લઇ સુસવાડા અને ફુંફાડા સાથે ગટકાવવા મંડયા.

જમના પટલાણે સુડી અને સોપારી લાવી હાજર કર્યાં. કેશવ-ભાઇ સોપારીનો ચુરો કરી સર્વ ભાઇઓને વહેંચવા મંડયા. ધના-ભાઇએ પણ વ્હેલા વ્હેલા પરવારી જઇ એક ખાસો મઝાનો મોટો બીડો વાળી વિવેક કર્યો.

**ધનાભાઇ**--લો, માસ્તર છાએબ? બીડી તાણો!

**માસ્તર**--ઓ બાપરે...આવડી મોટી બીડી! તોબા! તોબા! આપણાથી તો નહિ પીવાય.

( વચમાંજ કેશવભાઇ ચીડાઇ બોલી ઉઠયા. )

**કેશવભાઇ**--હત? છછરા ગમાર? હાવ ગધેડા! માછતર તે વરી એવડી મોટી બીડી તાણી હકે કે? છમને તો બછ આમ કેવી નાલ્લી હરખી! લવંગીઆ બીડી જોઇએ! લાવ! લાવ! હારા! હું વારી આપતો છેમ?

**માસ્તર**—તો શું યાર? કેશવભાઇ? આપણા ધનાભાઇનું કામ જરા જંગલી જેવું તો ખરૂં!

**કેશવભાઈ**—તો હું! હારો જડહા જેવો! કાલ છાંજ! છાંજનો મુમ્બઇ જવાનેજ માથા ફોડાવીઆ કરતો છે! વરી આજે છાંજેજ જવાનું કેતો છે! એ હહરાનું થાય હું!

**માસ્તર**—અરે વળી એમ તે કંઇ મુંબઇ જવાતું હશે કે! સમજો! ધનાભાઇ સમજો! કાગળ બાગળ લખ્યા પછી જજો નહિ તો ખાલી ખરાબ થઇ જશો! ખબર વિના તમો અજાણ્યા ત્યાં ક્યાં અથડાશો? બોલો જોઉં? તમો મુંબઇ જશો? ને ક્યાં સ્ટેશને ઉતરશો?

**ધનાભાઇ**—મુમ્બઇના ટેશણે ઉતરા? હાઉ એટલુ પણ ભુલી જવાનો કે? હું માછતર તમે પણ એ બધાની હાથે મારી મછકરી ઉડાવતા છેઓ!

**કેશવભાઇ**—તોરહુ? હારા તારા બાપનું? મમ્મઇનું વરી ટેશણુજ કાં છે? હહરા! તેં તો ચલ્લીરોટનું ટેશણ છે? ચલ્લીરોટનું? કેમ માછતર છાએબ"

**માસ્તર**—જીહા! સ્ટેશન તો ઘણા છે. પણ આપણો ગોપાળ ભૂલેશ્વર લતામાં રહે છે એટલે ચર્નિરોડ ઉતરવું ઠીક પડે.

**ધનાભાઇ**—ઠીક છે! આપણે પણ તેં ચલ્લીગેટ ઉતરહું? હું ભમજ! જવાના તો આજે છાંજે!

**કેશવભાઇ**—કાં? માછતર? આ હારાનું હું કરીએ? એ હહરો? માનતો ની...ને મારો જીવ તો ઉથલ પાથલ થઇ જતો છે? હારો બછરઇ ઉંટ જેવો? તેં કેથો રવડી જતો રેવાનો છે?

**માસ્તર**—અરે એમ ગભરાઇ શું જાઓ છો? એનો પણ રસ્તો કાઢીએ? એમાં શું મોટી વાત છે?

રસ્તો કાઢવાની વાત આવી એટલે તો આપણા ધનાભાઇ ખુશી ખુશાલી સાથે પોકારી ઉઠ્યા!

**છાબાછ ? છાબાછ ? માછતર છાએબ ? છાબાછ ?**

**રાછપો છે રંગ ! છુ છમજ ?**

**હુમજાઓ ? હુમજાઓ ? હાશ જડહાઓને ? હાશ ઘર ફુકડાઓ ?**

માસ્તર—જુઓ ? સાભળો કેશવભાઇ ? એમને આજે સાંજેજ જવું હોય ? તો ભલે જવા દ્યો ? તમે ગોપાળને તાર કરી દ્યો—કે તે સવારે ચર્નીરોડ સ્ટેશને આવી ઉતરી જશે. હજુ ટાઇમ ઘણો છે. જો ફરમાવો તો હું તાર ને માટે ગોઠવણ કરૂં ? આપ એમના બાથા વીગેરેની સવડ કરો પછી જે કાંઇ વાંધો ?

પ્રિય વાંચક, આવો સહાઇ ભર્યો તોડ સાંભળી દરેક જણ ખુશી ખુશી થઇ ગયા, કેશવભાઇએ માસ્તર સાહેબને ઠેંકસ આપી ? જમના પટલાણે ઓવારણા લઇ કડાકા ફોડયા ? આપણા ધનાભાઇ તો ઠેકડો મારી માસ્તરની છેક નજીક આવી બે હાથે ધબોધબ માસ્તરના વાંસાપર આશીર્વાદો ધબકાવવા મંડયા.

**છાબાછ ? માછતર છાએબ ? છાબાછ.**



**પ્રકરણ ૩ જું.**



**એ હારા શાળા ! તેં હુંભારજે ! !**

આટલી બધી ઠિંકસોના વચ્ચે આપણા માસ્તર નરભેરામ તારને માટે સવડ કરવા ચાલ્યા ગયા. કેશવભાઇએ બે ચાર દુબળાઓને આ

બાજુ, પેલી બાજુ દોડાવ્યા. જમના પટલણે રાંધણીમાં ધમાલ મચાવી મુકી. ધનાભાઇ પણ ખુશી ખુશી થતા, મલકાતા મુખે, ખોખારાની સાથે ધુમાડાંના ગોટા ઉડાવતા! ઓટલા ઉપર આવી પહોંચ્યા? સામેથી મોરીયા હજામને આવતો જોઇ પોકારી ઉઠયા,

એ આવજોભાઇ! અમે તો અવે મમ્મઈ જઇશું! શું છમજ્જે!!

મોરીયો—એ છલામ! પટોલકાકા!

પટેલ—આવ? પોર્યા બેછીજા? માથું મુડાવવું છે?

મોરીયો—અરે કાકા? આજતો બુધવાર થીઓ? તમારૂતો રૈવારે મુડવાનું!

પટેલ—તીમાહું! હારો જાણુતોની ઓપ—કે આ તારો કાકો આજે છાંજે—મમ્મઇ જવાનો છે!

મોરીયો—હં એમ છે! આજે છાંજનુંજ નકકી થીઉ? ચાલો? તીઆરે તો આપડો હંગાથ થવાનો.

પટેલ—કેમ પોર્યા તું પણ મમ્મઇ આવતો છેહું?

મોરીયો—નઇરે કાકા? ઉતો ફુરત જવાનો છેમ?

પટેલ—તેં હંગાથ કાનો હારા ગધેડા? ઉતો મમ્મઇ જવાનો છેમ? શું છમજ્જે?

મોરીયો—હા હા મુમ્મઇ? પણ તે ફુરત વગર કેં રીયા જાહો.

પટેલ—એમ છે કારૂ? ચાલો તેં હાથે જહું! શું છમજ્જે? આપણો ગોરયો પાણી લાવી પેઠી જમાવી બેસી ગયો.

મોરીયો—ચાલો પટેલ કાકા બેસી જાઓ.

પટેલ—બેહુ તો ખરો પણ જાલમત એવી બને કે આમ ઢકકઇ છેલ જેવી! શું છમજ્જે? બચ્ચા મોરીયા હજામત એવી બને કે બાઇ આમ તરીમ વરાઠ શું છમજ્જે.

**મોરીયો**—અરે તમે બેઠી તો જાઓ પછી જુઓ છપારો.

ધનાભાઇ પલાઠી વાળી, પગપર ટટકો પાથરી, હાથમાં આરસી લઇ મોરીયાની સામે ગોઠવાઇ ગયા. મોરીયાએ દાઢી ઝાલી સટાસટ બોલાવતા સવાલ કર્યો ?

**મોરીયો**—કાકા ? તીઆરે તમે તો હારૂ આજે કાંજે મુમ્બાઇ જવાનાં કેમ !

**પટેલ**—હા. હા, મમ્મઇ જવાના !

**મોરીયો**—ઠીક ! પણ તેં હંભારજો ! એ હારૂ કે મોતા કે આરડોલી નથી. તેં તો હારૂ બાઠ માણુહજ માણુહજ—ને ઘોડા ગાડી તો ગણુતા બાકી જીએ એટલી; વરી તમે તેંના ગાહલા જોઇનેજ અકી પડહો ! હારા બરદીયા પણ કંઇ નીહારા ! ને એ કાકા ? હેલા વગર હીંગડાના પાડાની ખુબ હંભાર રાખજો! નીતો ચુકાજ ઉડી જહે?

**પટેલ**—હેં અબલા—વરીએ હુ કેનો છે? વગર હીંગડાના પાડા? હારા મે તો કોઇ દાડે જોયાએ નથી ને હાંભરાએ નથી. શું છમજો? બારાછમ ? તારે મરે આય !

**મોરીયો**—નીકઇરા છે કાકા ? અમણુાજ ગરકારે કાઇડા છે ? તમને હું ખબર છે? વરી હારાને કોણુ જાણે હું પાઇને દોડાવવા છે કે બેંભૂં કરતા આઇ ! પેટીદા ધુમીવાજ કરે ? આપડુને તો જોઇને ચક્કરી આવી જાય !

**પટેલ**—હારો બીકણુ ! હકરા એવું જોય તીયારે તો એવા અક્કડ થઇને ઉભા રીએ ! કે હારી ચકરી હું આવી જાય ? ઉનો બીજુ ! કંઇ, નઇ ! હારાની હામેજ થઇ જાઉં ! શું છમજો ? બારાછમ ? તારે મરે આય !

**મોરીચો**—અરે ભુકા છુડી જાય કાકા ! એ બધી તમારી છફ્ફ ની ચાલે ઝાઝું કરો તો હેલા ટોપીવારા ધપ્પા મારે ચાર-ને પાધડુ બાધડુ ગબડાલી દે ? વરી કાકા ? પાડાનું નામ હાંબચરૂ. નામ ?

**પટેલ**—નહી ભાય ? હારાનું વરી નામ પણ પાડ્યુ છે હું—

**મોરીચો**—ઓવે ? ઓવે ! હારા તીને મેરોકાર કેતા છે. હમજાકે કાકા.

**પટેલ**—અરે ગમે તેવો મેરોકાર ઓય તો હું થીઉ-? હારા જો જેની ઉતો છવારી હુદ્દા કરા ? હારાના કાન ઝાલતો કને છડી બેહા ? યુ છમજો ? તારાછમ તારે ગરે આથ ?

**મોરીચો**—કાન ઓય તીવારે ને-હારો બધેથી બોડોબટ જેવો આવતો છે, છરકાર કંઇ કાચી નથી તો ભાય એવું કંઇ રાખ્ખુ ઓય-તો તો બધાજ છડી બેહે પણ-તાં તો બધું છાફ કલીન છે. નીમરે કાન કે નીમરે હીંગડા ને હારાને પુછડું પણ નઇ ? જોઓ એતો તો કાકા ? તો ઉતો હારો પુંછડેજ ટીંગઇ જતે ??

લ્યો આ અજામત બની ગેઇ ? તપાછો ! છે આમ છાફ-કલીન -! લી........સુ લપાટ જેવું.

પટેલે માથે અને દાઢીએ હાથ ફેરવ્યો !

**પટેલ**—વાહ છાબાછ ! દોછ ખરેખરી બની ગેઇ ! આતો હારી અમ્મદાનીજ અજામત ! જોતો ખરો પોર્યા ' આ ગાલ હું તકતકે ! હારી દાઢી તો લપક ! લપક થીયા કરતી છે ' નેએ આ અંઇ તો આથ ફેરવીજો ! ધનાભાઇએ મોરીયાનો હાથ ઝાલી માથા ઉપર ફેરવાવ્યો, મારો હા...રો ? ઉંછીઆર ! ઉછ્તાદ ' કારીગર ઉછ્તાદ ! ઇમાંતો છક નીભાય !

આ સાંભળી હજામભાઇની ચશ્કી! મોરીયો ફુલાયો! હાવકો ચહેરો રાખી બોલી ઉઠયો!

**મોરીયો**—અરે કાકા! ફળવાદીની હું વાત કરો છો! ધનુછ બાગની બીચમાં અચ્છા અચ્છા છાકુકાંગાને મુડી લાઇબા! પણ હહરાનું કીઆમતજ કૈંની હાર છે. નીતો આ મોરીયાભાઇ બે પઇમાં દાઢી બોડતે. ઠેન! ફેટ લ્યો જલામ!

**પટેલ**—ઓય મારો છઉરો અનરેજી લલકારતો દેહને હું? અલ્યા પણે તું આવહે કીઆરે?

**મોરીયો**—આપ કો તીઆરે આઉં? ફરમાવો હુકમ?

**પટેલ**—બરોબર છાડા બારે આવ! વાદરની વચમાં છુરીનારાણ થાય તીઆરે હું છમજો!

સલામ ભરી મોરીયો રવાના થઇ ગયો આપણા ધનાભાઇ પણ ઉઠી, પાઠળ નાવણી તરફ ચાલતા થયા. નાહી ધોઇ પરવારી રાંધણીમાં ધુસ્યા. પટલણની ધમાલ જોઇ ચીડાયા.

**પટેલ**—આ હું બધી ધમાલ કરી મુકી છે! હાહરી તારે ઘેર કંઇ તાડી હીરી બાડી હીરી આવી ગેઇ હું! કંઇ પાપડ તરી કાઇડા છે! ઠેબરાની ચોકને ચોક ભીંઆ દીધી છે! એ હાર બધું છે હું! હું છમજી.

**પટલણ**—ઓય શું! મોઢ્ણ મારી! હારા ચગડોર જેવા? ખબર ની ઓય કે બંને મમ્મઇ જવું છે! ભાથા વગર ખાહો હું!

**પટેલ**—માર ભાથુ છે! હાં! કરો ચોકછ લાવો બાણ પીહરો?

પટલણે ભાણું પીરસી. તઇયાર કરી પટેલ પાસે ગોઠવી દીધું. પટેલ ખાઇ હાથ ધોઇ ઓડકાર ખાતા. આગળ પરસાળમાં આવી પહોંચ્યા. એટલે કેશવભાઇ બુમા બુમ કરતા ઘરમાં ઘૂસ્યા.

**કેશવભાઇ**—કેમરે ? અઇલા ધનીયા ? આહા પેલીહા ફરીબા કરે તે કંઇ જઇમો બઇમો કે હારા બોચડા ?

**પટેલ**—ઓઇઆં...શું છમના ? લુંગડાં પેરતાજવાર ?

**કેશવભાઇ**—ઠીક બઉ હારૂ ? કંઇ ખાયુ ખાયુ ખાઇધું ?

(એટલે જમના પટલણુ બોલી ઉઠયા).

**જમના**—મોટાભાઇ ઉં તેજ કરતી છેમ ! જુઓ આ ઢેબરા કઇરા છે ! પાપડ હંધાનો ચુરો કરી લાઇખો છે ! ગોર પાપડીમા થી પણ ઘણું બધું લાઇખું છે. હોંકે મોટાભાઇ ! ઓહે બીચારા ખાહે ! વરી આથણા પખુ બાંધતી છેમ !

**કેશવભાઇ**—ઠીક, ઠીક, ! વેલાહર તીયાર કરો વેરા થવા આવ્યા છે !

એટલામાં તો આપણા મોરાયાભાઇ ચે-ચું બોલતા જોડા-પ્હેરી આવી પહોંચ્યા-મોરીયાનો રોફ જોઇ કેશવભાઇ બોલી ઉઠયા.

ઇ......ચેલ્લે ! મારોછછ.. રો ! કંઇ ખુબ રોપમાં ફરતો દેહુંને હું ? કયે જતો છેહું પોર્યા !

**મોરીયો**—કેછવ કાકા ઉં હુંરત જનો છેમ ?

**કેશવભાઇ**—ચાલો તીયારે તો છનર "આનાને બે પંઇ ઉપર-? જો હાંભર પોર્યા આ તારા ધનાકાકા. મુમ્મઇ જતા છે ! તીને હાથે રાખજે-ને હુરતથી હેલી ગાડીમાં વારે બેહાડી દેજે નીનો એ હારો તો રામા જેવો છે ?

**મોરીચો**—તેટલા દોઢતી તો આઇવો છેમ ? બરાબર ચોઢ્ઢ મેહાડી દેવા. ચાલો અવે તાકીદ કરો ! ટેમ થવા આવી છે.

આપણા ધનાભાઇએ કપડાં પહેરવા માંડયાં. રેશમી કોરનું ધોતીયું દોટીની કસોવાલી બંડી ? ઉપર દોટીનુંજ બદન તે ઉપર નાનકલાકનો અંગરખો ચઢાવ્યો પાઘડી હાથમાં લઇ સાફસુફ કરી માથે ગોઠવી આરસીમાં જોઇ આ બાજુ પેલી બાજુ ફેરવી પણ કંઇ મન માન્યું નહી એટલે ધનાભાઇએ પાઘડીને ધીકકાર આપવા માંડયો.

**ધનાભાઈ**—હારી આજે વરી તને હું વાયું થીયું છે ! હહરી કીયારની મથાવીઆ કરતી છે ! અમણાંજી ઝાલીને અપરીજ લાખા

પાઘડી બીચારી બહી ગઇ. એકદમ ડપ દઇને માથા સાથે ચોંટી ગઇ. ધનાભાઇ ખુશી ખુશી થતાં ઉઠી ઉભા થયા. બારણા પાસે આવી જેવો જોડામા પગ ઘાલ્યો કે કેશવભાઇ બીજાઇ જઇ બોલી ઉઠયા.

**કેશવભાઇ**—મેર છઢરા ગધેડા હારા—બબુચક આવા જોડા પેરીને તે હારૂં મમ્મઇ જવાતું હોહે કે હારા કાડી લાખ કાડી લાખ.

**ધનાભાઇ**—તીઆરે પેરૂં હું ! છઢરો હુંપર ! આપીની ગીગો તે હહરા મોચાને તો પાણીનું ટીપું નીઓય તા વાડંગા જોએ. હું છમજ. હારાએ બધો છવાદ બગાડી લાઇબો !

**કેશવભાઇ**—અરે હું એમ બી ગયો ! હારૂ ! એમ તે હું કંઇ છેકજ છતીયાનાછ વરી ગયું છે હું જાતો પોચા પેમલા દોડતો દાકરા આપડે ઘેર તારી કાકીને કીયે કે હેલો કાલે નવો જોટો તલ પાઇ અડારીમાં મુઇકા છે તે આપોતો.

પેમલો ઉતાવળો ઉતાવળો ચાલતો થયો, એટલે કેશવભાઇએ ધના-ભાઇને શીખામણ દેવા માંડી.

જો જે હારા તે હંભારજે ગાડામાં ઉંઘતો નઇ નીતો કંઇનો કંઇ તણાઇ જહે ! એતો હારી ગાડીનું કામ રાત ને દાડો ચાલીયાજ કરે વળી કોથરો હાંચવજે ?

પેમલો જોડા લઇ આવી પહોંચ્યો વ્હેલા વ્હેલા કેશવભાઇએ હાથમાં લઇ ધનાભાઇના પગ પાસે ગોઠવી દીધા. ધનાભાઇએ માંહે પગ ઘાલ્યો અને મોઢું કટાણું કરી પાછો ખેંચી લીધો. કેશવભાઇ બોલી ઉઠયા.

કેમ ! કેમ ! હું થીઉં ભાય ?

**ધનાભાઇ**—હારો જરા નડતો છે સુછમજી

**કેશવભાઇ**—તીમાં એમ બાયલા જેવો બી હું ગીયો ! દાબી દુબીને ઠકેલી ઘાલ. એતો ધીરે રેઇને બન બેહતું આવી રેં'હે !

કેશવભાઇના કહેવા પ્રમાણે ધનાભાઇએ જોર કરી જોડા ચડાવ્યા સૌ બારણે આવ્યા. પેમલા દુબળાએ સરસામાનનો કોથળો માફામાં મુકી દીધો ધનાભાઇ સૌને આવજો હાચવજો વગેરે શબ્દો કહેતા માફામાં બીરાજમાન થયા. મોરીયો પણ ગોઠવાઇ ગયો.

એ આવજો ! સૌને બોલાવજો ! કાગર બાગર ! લખજો વીગેરે અનેક તરાહની કોલાહલ વચ્ચે પેમલા દુબળાએ માફો ચાલતો કર્યો. ધનન-ધનન ઘુઘરા ખખડાવતા બળદો ચાલતા થયા એટલે કેશવ-ભાઇએ મોટેથી ધનાભાઇને ભલામણ કરી.

**એ હારા રાભા ! તેં હભારજે ! !**

## પ્રકરણ ૪ થું.



### એ છલામ પટેલકાકા ! આવજો !

પ્રિય વાંચક, ઓ જાય પેલો જાય કરતાં માફો પાદર બહાર નીકળી ગયો. પેમલા દુબળાએ ગોધાને લલકારી લેવા માંડયા. પટેલ અને મોરીયો વાતે વળગ્યા.

**પટેલ**—પોર્યા મોરીયા ! એ હારૂ મમ્મઈ બઉ વખાણાતુ છે તે કેવુંક છે.

**મોરીયો**—અરે કાકા હું વાત કરં બઉ જાણે પરમેહરનો તેનું છરગછતાનજ છમજો ' બારે મોટુ ભપકા વારૂં ગામ જો જો તો બગા બધુ જોઇ જોઇને તમને તો હારી ભડક પેછી જછે ! ભડક !

**પટેલ**—જા ! જા ! હારા ઉંને કંઇ એવા બાહલો છેમ જેહારીને પેછવા દઉં હારી આવે કે ઝાલીને અફારીજ લાંખુ ' હું છમજો !

**મોરીયો**—એ તો તઇ પેંછહો તીઆરેજ ખબડ પડહે ! હારૂં અકરઇ અકરઇને ગુંગરઇ જવાય ! ઉંહારો અકરઇને ભાયગો ને કે તરી માનુ મમ્મઇ પંચોનું હત્ત તેરીકી હારૂ કંઇની હારૂ !

**પટેલ**—બેછ બેછ હારા ડોબા ! મમ્મઇ ! એતો બઉ મમ્મઇજ છે ! હું છમજો !

એમ લટર પટર વાતોના સપાટામાં બારડોલીનું સ્ટેશન આવી પહોંચ્યું. પેમલા દુબળાએ માફો ઉભો રાખ્યો. ધનાભાઇ અને મોરીયો ઉતરી પડયા. પેમલાએ બળદોને છોડી માફાના પૈડા સાથે બાંધી દઇ

માથે કોથળો ઉપાડી લીધો. ત્રણે જણા સ્ટેશન ઉપર આવ્યા. મોરીયાએ ટીકીટો લીધી. દરવાજે કપાવી અંદર ઘુસ્યા—ગાડીનો વખત ભરાઈ ગયો હતો. પેસેન્જરોની ધમાલ વચ્ચે ગોટા ઉડાવતી ગાડી. સુસવાટા બોલાવતી સ્ટેશન ઉપર આવી ઉભી રહી. પેસેન્જરોની ચઢ ઉતર સરુ થઈ. આપણા મોરીયાએ પણ ધનાભાઈ સાથે કોથળો લઈ એક ખાનામાં ઘુસી જઈ બારણું બંધ કર્યું ?

ગરમ ચેવડા ! સુરતની બરફી ! ગુલાબજાંબુ ? સક્કરપાળે ચાઈ ગરમ ? પાનની પટટી લાલમલાલ ! બ્રાહ્મણીયા પાણી તલ્લક બીડી !

વીગેરે અવાજોના પોકાર વચ્ચે ટન ટન. ટન. ટન. ઘંટાનો શ્રોતકર્ણ ગોચર થયો. સીટ સીટ સીટીની સાથે ગાડી ચાલતી થઈ ! આપણા ધનાભાઈ સવડ કરી પ્લાટ ફોર્મ ઉપર પાઘડી બાજુમાં રાખી બેસી ગયા. ખાસો મઝાનો બીડો વાળી સળગાવી ધુમાડાના ગોટા ઉડાવતા બોલી ઉઠયા !

**પટેલ**—જોયું મોરીયા ! આપણું છંચા કેવા બનાઈવા છે. હારૂની જોઈએ ઘોડું કે ની જોઈએ ગધેડું ચાવી ચડાવી કે બછ સુરરરરર... સપ દેતું ચાઈલું ! હુ છમજ્જો !

**મોરીયો**—તો હું હારૂ એ કાકા આપડી ગાલ્લીનુ અંજીર કઈ ચાવી આપ્યાનું નથી, ઇમાં તો હારા કોલછા બારીને દોડાવતા છે.

**પટેલ**—ઉં એમજ દેહુ મોરીયા આપડી રેકડીને ઇની હાથે મેલી ઓય તો હું વેહ થાય કોણ છરત જીતે.

**મોરીયો**—અરે રેકડી એકડાના ભૂકા ઊડી જાય. ને બેછનારના બાર વાગી જાએ કાકા જોજો જડઠા જેવા કોઈ દાડો એવું કરતા નીતો પરછી તમ દાદાને પાણી પાવાં પોંકી જહો.

એ પ્રમાણે ઠાઠ ઠીઠીમાં ચલથાણુ સ્ટેશન આવી પહોંચ્યું ગાડી થોભી પડી એટલે ધનાભાઇ બોલી ઉઠયા.

**પટેલ**—કેમ કેમ હારી આ આમ ડચક ડચક ચાલવા માંડી ? કંઇ બીલી બીલી નીકરી ગઇ કે હું–જોતો પોર્યા.

**મોરીયો**—અરે નઇરે કાકા ! એતો ચલથાણનુ ટેછીન આઇવું ! અંઇ પાછી હારી ઉભી રેતી છે તો !

**પટેલ**–હં તીમાંજ ઉતો હારો જાણું—કે કઇ આંક બાંક બાંઇગીયો કે હું છું છમજો

એટલે તો સરરરરરરરર......દેતી ગાડી ચાલતી થઇ. કેમ કેમ આ હારી નાઠી હેલુ ઝાડ દેખી બડકી કે હું જોતો પોર્યા.

**મોરીયો**—હારા તમે તો છેક ડફેર જેવાજ દેહુ બેઠા તીયાંરના હારા ગાંડા જેવાજ થઇ ગીયા છો. હારૂ એટલામાંજ આમ બાવરા બની ગીયા છો. તો તો મમ્મઇમાં તમારા હુ વેહ થહે કાકા ડાચુ વહ્લુ થેઇ જતું રેવાનું છે.

**પટેલ**–અરે હું વહ્લુ થૈ જાય હારાને એતું જોરથી બીડી રાખુ કે બસ દુછમન માફક છું છમજો.

**મોરીયો**–તે તો તાંજ ખબર પડહે તો–! પાછા આવછો તીવારે સલામ કરહું

**પટેલ**–હં ! પોર્યા મોરીયા. આ હંધા લોકો વાતો કરતા છે કે મમ્મઇ–ગામમાં વાડાનું તો નામજ ની મળે, તીઆરે હારા ઢોર કંઇ ચરતા ઓહે ઢોર

**મોરીયો**–હત તમારીકી......મુમ્મઇના ઢોર તે વરી ગાહ ચરતા ઓહેકે અરે એતો હહરા આમ કેવું કેવું ખાઇ !

એમ ગપ્પામાંને ગપ્પામાં ગાડી ઠેઠ સુરત સ્ટેશનની નજીક આવી પહોંચી. મીલોના ભુંગળાં અને મોટું ટાવર દેખાવવા માંડયું-આગલી વતી મીલનું ભુંગળુ બતાવી ધનાભાઇ બોલ્યા.

પટેલ-અધધધ......બાપ...એહે...લ્લુ ઉંચુ ! ઉંચુ ને ધોરૂ ! ધોરૂ ! હું દેખાતું છે !

ઓરીયો-(સુટીડોડી) એજ હુરત એટલી પણ ખબર ની દેહું-જઓ-જઓ પટેલકાકા તમે તો છેક ગદ્ધા જેવા છો !

પટેલ—કેમ હારાં ફાઇટા કે હું હારા ગપ્પો તારો બાપ હઠરા બને હું ખબર કે હારૂ હુરત આવું છે આતો હારૂ ઉંચુ ઉંચુ ને લાંબુ તુરીયા જેવું છે આવું હુરત આતો કંઇની હારૂ ! ધ-તેતેરીકી હું છમજ્જે એટલે તો ધરૂરૂરૂરૂ........કરતી ગાડી સુરત સ્ટેશન ઉપર આવી-ઉભી રહી મજુર! મજુર' શેઠ મજુર ! એ હરીલાલ આ બાજુ વીગેરે અનેક તરાહની કોલાહલ મચી રહી મોરીયાએ પટેલને કહયું ?

ઓરીયો—એ કાકા ? હુરત આઇવું'

પટેલ—એમ લે તીયારે આ પાઘડી ઝાલ ! હું ખેજની ઉઘણુ કરી કોથરો ઉપાડી લેનો છેંમ. હુ છમજ્જે !

ઓરીયો—ના. હુકામ મજુર કરી લેહુ ! ચાર પઇહા ઉરાડી નાખહુ !

પટેલ—નઇરે ભાય અ-હ કેશવભાઇએ કએલું તેમજ કરવાનો

ઓરીયો—ઠીક ભલે લાવો.

એ પ્રમાણે પાઘડી મોરીયાને આપી. માથે કોથરો ઉપાડી-ધના ભાઇ ચાલતા થયા. ધીરે ધીરે ધક્કા ખાતું સરઘસતાનું દાદરો ઉતરી

દરવાજા ઉપર આવી. પહોંચ્યું-માસ્તરને ફસોમાં બાંધેલી ટીકીટ-બતાવી આપણા ધનાભાઇ બોલ્યા !

એ છલામ. માછતર છાએબ ! અમે તો મમ્માઇ જત્તા છીએ ! છું છમજા ! આ પોર્યા પાછે પાપડી છે-તે મારી-છે માથાપરના કોથરામાં ડેબરા ' તરેલા પાપડનો ચુરો ' ગોર પાપડી ને બે ચાર જાતના આથણાં છે ! બોલો છું વીચાર છે ! છોડું ! નાછતો કરવો છે.

માસ્તર એકદમ ચીડાઇ ગયા.

ઓ સુ ડેમ રાસકલ

કહી એક ધક્કો માર્યો 'એટલે ગપ દઇ આપણા ધનાભાઇ દરવાજા બ્હાર નીકળી ગયા. મોરીયો પણ ટીકીટ આપી પાછળ સરકી આવ્યો.

ધીરે ધીરે ધનાભાઇને કુવા પાસે લાવી કોથળો ઉતરાવી મોરીયો બોલી ઉઠયો ?

મોરીયો-એ કાકા ! લાવો લોટો હું પ્રાણી ભરી લાઉં-તમે જરા નાછતો બાછતો કરી લો પેલી હારી અમણા આવી પોચહે ?

પટેલે મોરીયાના કહેવા મુજબ લોટો કાઢી આપ્યો. મોરીયો લોટો લઇ-ચાલતો થયો. એટલે ધનાભાઇએ નાસ્તાના બે ભાણા તૈયાર કર્યા-મોરીયો આવી પહોંચ્યો બન્ને જણા નાસ્તો કરવા બેસી ગયા.

આપણા ધનાભાઇએ ઉતાવળને લીધે ઢેબરાંને ભાંગ્યા વગરજ આખુને આખુ ઠાંસીઠુસી મોઢામા ધકેલી દેવા માંડયું મોરીયો પણ વખાણી વખાણી ગોળ પાપડી. ગપાગપ ગટકાવવા મંડયો. એટલામાં ટન ટન-ટન-ટન-ઘટાનો અવાજ સંભળાયો મોરીયો બોલી ઉઠયો.

એ કાકા ઉતાવર કરો હેલી આવી પોંચી.

પટેલે એકદમ હાથ ઘોઇ નાંખ્યા. મોરીયો પટેલની રહેલી ગોરપા પડી ગલોફામાં ઘાલી લેટો લઇ ચાલતો થયો. ઉપર ઘુઘવાડા બોલાવતી ગાડી આવી ઉભી રહી. મોરીયાને ગોળપાપડી ચાવતાવાર થઇ એટલે ઘનાભાઇનો ગભરાટની સાથે બકબકાટ ચાલુ થયો.

પટેલ–એ હારો ગીઓ કંઇ ? હહરો રવડાવી મારહે કે હુ ! છે હારાનુ અજ્રુ–ઠેકાણું ' ઓ તારૂં છતીયાનાછ થાયરે મોરીયા આહારા હયાં ગ્હડી ચાઇલા ! ઉંછેલ્લો જવા તે બેહાઓ કંઇ ! એથીયું હુ–હહરીનો કેયે માથુ મુકવા બેઠી ગયો કે હુ ?

એટલામાં ટનટન, ટન.ટટન ફરી ઘંટો વાગ્યો અને સામેની મોરીયો દેખાયો આવી પહોંચ્યો એટલે તુરત ઘનાભાઇએ વઘાવવા

એહારા ગબરડી કાઢ ' ગબરડી ! હારી ચાલી જતી છે ! હાંફલો હાંફલો મોરીયો આવી પહોંચ્યો એટલે તુરત ઘનાભાઇએ વઘાવવાનું માંડયો.

કંઇ ગેયલો હારા ગદ્ધા ! હેલા તારી દાદી કીયારની આવીને ઉભી રઇ એ, તે છરમ રાખવાની ઓહેં કે ! હહરા કેટલા ઘંટા વાઇગા હારા બેરો હુડા ચાલ ઉતાવરો નીતે રેહ જવાનો-હું છમજ્જે !

મોરીયો–પાછ લેવા ગીએલોરે કાકા ! ઘરો તો હારો પાંચ મીલે લેટનો થીયો ! ચાલો ચાલો, જલદી કરો તમોને બેઠાડી દઉં.

ઉતાવળા ઉતાવળા બંનેજણા દરવાજા નજીક આવી પહોંચ્યા–ટીકીટ બતાવી બબ્બે પગથીએ દાદર ગ્હડી ઉપર આવ્યા. એક ઉઘાડા બારણાવાળા ખાનામાં ઘનાભાઇને બેસાડી મોરીએ બારણું બંધ કર્યું સીટ સીટ, સીટીની સાથે એન્જીનનો વીશલ થયો અને ગાડી ચાલતી થઈ-મોરીયાએ પટેલને સલામ ભરી.

**એ સલામ પટેલ કાકા આવજો !**

## પ્રકરણ ૫ મું.



### હત તારી પરમેહરની! કંઇની હારો.

---

પ્રિય વાંચક, પવનવેગે ગાડી સુરતનું સ્ટેશન છોડી પસાર થઇ ગઇ. મોરીયો ટગર, ટગર જોતો વીલે મોંઢે પાછો ફર્યો. આપણા ધનાભાઇ મુંબઇ તરફ ચાલવા માંડયા.

ધનાભાઇના કમ્પાર્ટમેન્ટમાં તેઓ સાથે ફકત ત્રણજ પેસેનજરો હતા. જેમા એક ચરોતર જીલ્લાના પાટીદાર ગ્રહસ્થ મોહનલાલ અને બીજા તેઓના મિત્ર ભૂલાભાઇ હતા. ભુલાભાઇ પણ પાટીદાર જ્ઞાતીના એક એજ્યુકેટેડ-જુવાન હતા. આ બંને પાટીદાર ગ્રિહસ્થો જ્ઞાતિ. અભિમાન સારૂ ધરાવતા-ભાઇઓની જીંદગી સુધારવા તેઓએ એક પાટીદાર સુધારક સમાજ સ્થાપી હતી. જેમાં પ્રમુખસ્થાન અને સેક્રેટરીનો હોદો આપણા મોહનલાલ ભોગવતા.

આ બાજુ ધનાભાઇ તો બેઠા ત્યારના હોથજો ખોળામા રાખી -એકીટસે બત્તીની સામે ટગર ટગર જોઇ રહ્યા છે.

આ નવા મેકરના માણુસને જોઇ આપણા મોહનલાલ અને ભુલાભાઇ વીચારમાં પડી ગયા. ઝટ ફેંસલો લાવવા મોહનલાલે ધનાભાઇને પ્રશ્ન કર્યો ?

**મોહનલાલ**—ભાઇ આપનુ નામ શું ક્યાં પધારો છો.

**ધનાભાઇ**—મારૂ નામ ધનો અને મમ્મઇ જતા છીએ ભાય

**મોહનલાલ**—ઠીક ભલે ક્યાં ઉતરવાના છો ?

**ધનાભાઇ**—એ હારૂ તૈંજ તો હેતુ હુ કેવાતું છે ચલી ગેટ-ચલ્લીગેટ.

મોહનલાલ અને ભુલાભાઇ હસી પડયા વધારે જાણુવાની જીજ્ઞાસાથી મોહનલાલ ફરી ધનાભાઇને સવાલ કર્યો

**મોહનલાલ**—ઠીક ત્યારે તો આપણો સંગાથ છે. વારૂ મુંબઇ શા માટે પધારો છો કયાંના રહીશ છો ન્નાતે કેવા છો.

**ધનાભાઇ**—ઓ બાપરે હારૂ આટલુ બધું લાંબુ લપછીંદર જેવું પુછો તે હુ હારો ગામડીયો હી રીતે જવાબ આલુ તમે તો માછતર છેઓ ને હુતો હારો ગામડીયો છેમ હુ છમજા જો એક એક પુછો તો વોરે ખુલાછો કરૂં

**મોહનલાલ**—ઠીક બલે બલે બાઈ ગબરાશો નાહ લ્યો એક એક પુછુ આપ કયાંના રહીશ છો

**ધનાભાઈ**—હુરતની પાછે બાંરડોલી કછબાના મોતા ગામમાં રેતા છીએ હુ છમજા ?

**મોહનલાલ**—શી ન્યાત છો ?

**ધનાભાઇ**—કણુબી ? હેલા પટલીયા કેવાતા છેને તે હું છમજા?

કણબી શબ્દ સાંભળ્યો એટલે આપણા મોહનલાલ તો છડકજ થઇ ગયા. હસવાનું કોણુ જાણે કયાં ખસી ગયુ અને હાય અને હુંફના સુસકાર નીકળી ગયા.

આવા મઝાનો તાકડો કાંઇ આપણા ભુલાભાઇ ચુકે એવા નહોતા. તરતજ જુવાને ટચકો કર્યો.

**ભુલાભાઇ**—લ્યો ભાઇ એ તો તમારા ન્નાતિ બન્ધુજ છે. કરો ભાઇ સાથે સમાગમ કે ઉઘડે આંખ સુરત અને સુરત જીલ્લાના પાટીદાર

બન્ધુઓના કારભાર કેમ ચાલી રહ્યા છે ? કેમ મારા મોહનભાઇ મૌન્ય ધારણ કર્યું. બોલો તો ખરા મારા પાટીદાર સુધારક સમાજના સેક્રેટરી સાહેબ, કેમ આમ સુદ ખાઇ ગયા, પુછો તો ખરા ભાઇને કે તેઓ લેઉવા' પાટીદાર છે કે 'કડવા'

**મોહનલાલ**—ઠીક ભાઇ ઠીક કરો મશ્કરી તમારો વખત છે વારૂ ધનાભાઇ આપ લેઉવા પાટીદાર છો કે કડવા ?

**ધનાભાઇ**—કોણ હારો કડતો છે એ કડવાનું તમારે તેં ? શુ છમજ અમે તો છારા માણહ છીએ ખબરની ઓય—અમારી તો મો.........ટી નીયાત છે ને એવુ હારૂ કે બછ આમ બારમાપર બારમા ફ્રેંડ-લાડુ હેલા ગોર ગોર ? ને મહરા ગહરા આવતા છે તે ? હારા લાડવા ? શુ છમજા ને વરી હુરતના છપાટા ની હાંભરા ઓય ? તાતો એવું હારૂ આમ-બછ દોહો મરી ગીયો કે ધારી દુપાક ? દોહી મરી જાઇ કે મગજ દુપ્પાક ? શું છમજા ? ને વરી એવુ હારૂ કે વઉ પછંદ ની પડી કે હેલા કાગરીયાપર છઇ કરી દેવાની કે ખલાછ. છુટાછેડા શુ છમજ ? છે તમારે તેં એવું ? ધંટા ઓય તીયારે ?

આ મોટું લાંબુ ને લાંબુ લેકચર સાંભળી મોહનલાલ અને ભુલા ભાઇ ખુબ હસ્યા. હસ્તા હસ્તાજ મોહનલાલ બોલ્યા.

**મોહનલાલ**—ભુલાભાઇ ? આ ગમાર કહે છે શું ?

**ભુલાભાઇ**—સત્ય કહે છે ભાઇ. અક્ષરે અક્ષર સાચો કહે છે મરણની મુબારકબાદીની મો......ટી ન્યાત જમાડે તેનું નામ બડેખાં ? વળી બે ચાર બૈરી બદલે ત્યારે તો સુરતના પાટીદાર ગ્રહસ્થની ગણત્રીમાં આવે ? ભાઇ સુરતની સુરત પપ્પાઓનું પીંજણુ તો ઘણું લાંબુ છે વળી આગળ કોઇ વખત નવરાસમાં વાત.

**મોહનલાલ**—વારૂ ઠીક ભલે! ભુલાભાઇ? મારા ધારવા પ્રમાણે સુરતના લેઉવા પાટીદાર કરતાં અમદાવાદી કડવા પાટીદાર કાંઇ સુધરેલા ખરા?

**ભુલાભાઇ**—તો! વાહ વાંધો શું બિચારા લેઉવા પાટીદાર બંધુઓએ મરણુની ભોજન ક્રીયાનો પ્રચાર બંધ કર્યો ત્યારે આપણા સુધરેલા ભાઇઓએ. દશાના લાડવા અને અગીયારમાના દુધપાક પુરી ઉડાવવા શરૂ કર્યા, કહો કેવા બહાદુર બંદા.

**મોહનલાલ**—શું કહ્યું ભાઇ. દશા અને અગીયારમા તે વળી શું?

**ભુલાભાઈ**—એ બધીએ હું તમને આગળ મુંબઇમાં કોઇ દીવસ ફુરસદે વાત કરીશ. હાલ તો આ બિચારા **ગામડીયા ગમારનો** કોથળો ઉતરાવો નહિ તો મુંબઇ પહોંચતા અડધો થઇ જશે.

**મોહનભાઇ**—ભલે ભાઇ જેવી આપની મરજી! ધનાભાઇ આ કોથળો ખોળામાંથી નીચે મુકી દયોને. ખાલી શા માટે ભાર ઉપાડી રહ્યા છે.

**ધનાભાઇ**—હું કેતા છેઓ? કોથરો નીચે મુકું? હાહરાઓને ખબર ની ઓય કે અંદર જોખમ ભરેલું છે.

**મોહનલાલ**—એમ ખીજાઇ શું જાઓ છો જોખમ હોય તે કાઢી ઓસીકે મુકો. પણ બીજુ સામાન તો નીચે રાખી દેવો. ભલા માણસ તમને બેસવુ મુશ્કેલ પડે.

**ધનાભાઈ**—અં—હં—નીરે ભાઇ હારૂ બધુંજ જોખમ? હાડુ ફુને રેવા હું દઉ.

**મોહનલાલ**—વારૂ એટલુ બધુ તે શું જોખમ આખો કોથળો ભરી ઉપાડી લાવ્યા છો?

**ધનાભાઇ**—હું કેમ હારૂ ? જુઓ ગણ્યા ટેભરા છે ? તરેલા પાપડનો ચુરો છે ? ગોરપાપડી છે ? વરી બેચાર જાતના આંથણા છે હુ છમજા ?

**મોહનલાલ**—બધુ સમજ્યા મહેરબાની કરી રાખી દયો કોથળો નીચે મુકી દેઓ તમારા એ સામાનનું જોખમ મારે માથે. તમને તમારો કોથળો ચર્નિંરોડના સ્ટેશને સહી સલામત સોંપશે પછી છે કાંઇ વાંધો લ્યો આ વચન.

મોહનલાલે ધનાપટેલને વચન આપ્યું એટલે કોથળો નીચે મુકી પટેલ બત્તી સામે આંગળી કરી બોલી ઉઠયા—

એ ભાઇ ઓ હે......લ્યુ લપક લપક થીયા કરતુ છે તે હુ છે ? હારૂ કીયારનુ ઉ બેઠો તીયારનુ લપકીયાંજ કરતુ છે ! ભલીભલી જાતના જાનવર જોયા પણ આવું તો હારૂ દીઠેલુજ નઇ ? હુ છમજા ? હારી વીલાતી ચકલી છે કે હું ?

મોહનલાલ અને જુલાભાઇ ખડખડ હસી પડયા.

વાહ ખુબ કરી ધનાભાઇ આખર કરી ખતમ કરી નાંખી તમારા જેવો પેસેન્જર અમને અમારી જીંદગીમાં મલ્યો નથી. હસાવી હસાવી અમારો જીવ લેવા ધાર્યુ છે કે શું છે? ભલા માણસ એતો બત્તી છે બત્તી દીવો.

**પટેલ**—ઓયની ? ધુમો કંઇ નીકરતો. ગાછલેલના ખડીયામાંથી તો ધુમો નીકરે ધુમો ? હુ છમજા ? આતો હારૂ તમે મને ફગાવતા છેઓ.

**મોહનલાલ**—ને આતે શુ કાંઇ ગ્યાસલેટનો ખડીયો છે. જે ધુમાડો નીકળે. આતો ઇલેકટ્રીક ! ઇલેકટ્રીક.

**પટેલ**—ઓય તારી માની એક અસતરી ફાકુ ? હારી આની ? વાહરે ભાઇ વાહ ? હાહરી ગાડીવારી છરકાર તેતો કંઇ કંઇ બનાવી લાઇખું દેખુ ? હું છમજા.

એટલામાં વાયુવેગે વહન કરતી પેસેનજર ટ્રેન દમણુ સ્ટેશન ઉપર આવી ઉભી રહી. ધનાભાઇ ગભરાઇ બોલી ઉઠયા હારૂ આઇવુ કે શુ?

મોહનલાલ—નહિ ભાઇ આતો દમણ છે મુંબઇ તો સવારમાં આવશે હવે સુખેથી સુઇ જાઓ જુવો વખત ઘણો થઇ ગયો છે એમ કહી આપણા મોહનલાલ અને ભુલાભાઇ પોતાના બીસ્તરા ઉપર સુઇ ગયા.

ધનાભાઇ પણ એક બાજુ સુતા સુતા વિચાર કરવા લાગ્યા.

હવારમાં હારૂં મમ્મઇ આવહે આપડે તો ત્યાં શેઠ બંધજ ઉતરહું? ચાલહુ પણ હુરતી ' એકજ દાડામાં આખા" મમ્મઇને હારાને ઉંધુ વારવુ છે! હારી હવાર કેમની પડતી! હારો પરમેહર પણ ઉંઘી દેહું—વેલો હવાર પાડતોની? જો હારી અજ્જુ પડી નઇ—

**હુત તારા પરમેહરની! કંઇની હારો**

એમ લવારો કરતા આપણા ધનાભાઇ નિંદ્રાદેવીને આધીન થયા ત્યો સાહેબજી હવે તો મળજો ધનાભાઇને મુંબઇમાં.

દેશી મીત્ર પ્રેસ લીમડાચોક–સુરત.



સમાપ્ત.

**ભાગ ૨ થી ૪**

**તૈયાર મળશે.**

